# સુરત શહેરની
## તથા
# ચોર્યાસી તાલુકાની ભૂગોળ.




પ્રગટ કરનાર.

**નરભેરામ હરિનારાયણ જોશી.**

ઠે. હરીપુરા વીકાંટા, સુરત.





સુરત, ભાગાતળાવ રોડ ઉપર આવેલા

શ્રી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.

સવત ૧૯૬૯ ઇ. સ. ૧૯૧૨

કિંમત ૦-૨-૦

# સુરત શહેરની

તથા

# ચોર્યાસી તાલુકાની ભૂગોળ.



રચનાર.

**નરભેરામ હરિનારાયણ જોશી.**

ઠે. હરીપુરા ધીકાંટા, સુરત.



સુરત, ભાગાતળાવ ગેડ ઉપર આવેલા

ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.



સવત ૧૯૬૮ ઇ. સ. ૧૯૧૨

કિંમત ૦-૨-૦

# પ્રસ્તાવના.



સરકારી કેળવણી ખાતા તરફથી સુધરેલાં નવાં ધોરણ કેટલીક મુદતથી બહાર પડેલાં છે, તેમાં ભૂગોળનો વિષય નવી પધ્ધતિએ શીખવવાનુ ફરમાન છે. એ વિષય પ્રથમ બીજા ધોરણથી શરૂ કરવાનો છે. સદરહુ ધોરણમાં વિશેષ એમ જણાવવામાં આવ્યું છે કે જે શહેરમાં કે ગામમાં નિશાળ હોય તે ગામ કે શહેરનું ગ્નાન દિશાઓ સહીત પૂરેપૂરૂ આપવું તથા ગામ કે શહેર જે તાલુકામાં આવ્યું હોય તે તાલુકાની ભૂગોળ શીખવવી એમ હોવાથી આ સુરત શહેર કે જે મોટું અને જુનું શહેર છે તેની ભૂગોળ શિક્ષક ભાઇઓને શીખવવાને તથા બાળકોને શીખવાને કાંઇપણ સાધન નહીં હોવાથી એ વિષય મારા લક્ષમાં આવવાથી જાણવી બહાર પાડવા ઉત્કંઠા થઇ, અને તે ઉપરથી કેટલાક પુસ્તકોની સહાયતાથી આ નાનું પુસ્તક સાદી અને સરળ ઇબારતમાં તૈયાર કર્યું છે, જે સર્વ ભાઇઓને ઉપયોગી થઇ પડશે એવી આશા રાખું છું.

સદરહુ ભૂગોળની પાંચમી આવૃત્તિ સુધારા સાથે છપાવી છે, જે સર્વ શિક્ષક ભાઇઓને તેમજ વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડશે એવી આશા છે. માટે ભાઇઓ અનો લાભ લેવા ચુકશે નહિ.

આ ચોપડીમાં શહેરની જગ્યાની ગોઠવણી એવી ગોઠવવામાં આવી છે કે જે અજાણ્યુ માણસ હોય તેને જાણીતા બનાવે છે.

લી૦ આશ્રિત.

નરભેરામ હીનારાયણ જોશી.

# સુરત શહેરની ભૂગોળ.



## દિશાઓ.

૧ પુર્વ-સુરજ જે દિશા તરફ ઉગે છે તેને પૂર્વ દિશા કહે છે.

૨ પશ્ચિમ-સુરજ જે દિશા તરફ આથમે છે તેને પશ્ચિમ દિશા કહે છે.

૩ ઉત્તર-પુર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ અને બન્ને હાથ બાજુપર સીધી લીટીમાં કરીએ તો જેણી ગમ ડાબો હાથ આવે તેને ઉત્તર દિશા કહે છે.

૪ દક્ષિણ-પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ ને બંને હાથ બાજુપર સીધી લીટીમાં કરીએ તો જેણી ગમ જમણો હાથ આવે તેને દક્ષિણ દિશા કહે છે.

## નકશાની દિશાઓ પારખવાની રીત.

૧ ઉત્તર-નકશો સામો ટાંગ્યો હોય તો ઉપરની દિશાને ઉત્તર દિશા કહે છે.

૨ દક્ષિણ-નકશાની નીચેની દિશાને દક્ષિણ દિશા કહે છે.

૩ પુર્વ-જમણા હાથ તરફનીને પુર્વ દિશા કહેછે.

૪ પશ્ચિમ-ડાબા હાથ તરફનીને પશ્ચિમ દિશા કહેછે.

## ખુણાઓ.

૧ અગ્નિ-પુર્વ અને દક્ષિણ એ બે દિશાની વચ્ચેના ખૂણાને.

નૈરૂત્ય-દક્ષિણ અને પશ્ચિમ એ બે દિશાની વચ્ચેના ખૂણાને

૩ વાયવ્ય-પશ્ચિમ અને ઉત્તર એ બે દિશાની વચ્ચેના ખૂણાને.

૪ **ઇશાન**--ઉત્તર અને પુર્વ એ બે દિશાની વચ્ચેનાં ખૂણાને.

વિદ્યાર્થીઓએ પ્રથમ વ્યાખ્યાની ઓળખાણ થવી જોઇએ. જ્યાં સુધી તેનું ઓળખાણ થયું નથી ત્યાંસુધી તે બરાબર સમજી શકતા નથી, માટે ભુગોળની શરૂઆત થતાં પહેલાં તેમને વ્યાખ્યાનું ભાન કરાવવાથી ઝટ સમજ પડે છે. માટે વ્યાખ્યા એ ભૂગોળનો પ્રથમ પાયો છે.

## વ્યાખ્યાઓ.

૧ **ઝુપડું**—માળ વગરનું કાદવનું બાંધેલું નાનું મકાન હોય, તેને ઝુપડું કહે છે.

૨ **ઘર**—આપણા શરીર તથા માલ મીલકતના રક્ષણને માટે બાંધેલા મકાનને ઘર કહે છે.

૩ **હવેલી**—બે ચાર માળવાળું ઈંટથી બાંધેલું ઊંચું મકાન હોય તેને હવેલી કહે છે.

૪ **શેરી (મહોલ્લો)**--સરખા અંતરની સામાસામી હારબંધ ઘરની હારને શેરી કહે છે.

૫ **પરાં**—નાના તથા મોટા કોટની વચ્ચેના ભાગમાંથી વસેલા ભાગને પરાં કહે છે.

૬ **શહેર**—જ્યાં ઘણાં ઘરની સંખ્યા તથા વધારે વસ્તી હોય તથા મોટી હવેલી, મોટાં મોટાં બજાર, તથા મોટી સડકો આવેલી હોય તેને શહેર કહેછે.

૭ **ભાગળ**--અંદરના કોટમાં જવા આવવાને કરેલા નાના દરવાજાને ભાગળ કહે છે.

૮ **દરવાજા**—શહેરમાં જવા આવવાને કોટમાં મોટાં મોટાં બારણાં મુકેલાં હોય તેને દરવાજા કહે છે,

૯ કોટ—શહેરના બચાવ માટે પથ્થર તથા ઇંટની ઊંચી પહોળી બાંધેલી દિવાલને કોટ કહે છે.

૧૦ બારી—વાપી નદીના કાંઠા ઉપર જવા આવવાને મુકેલા નાના દરવાજાને બારી કહે છે.

૧૧ દુકાન—જે ઘરમાં જુદી જુદી જાતનો માલ ભરી ત્યાંથી વેચાણ થાય તે જગ્યાને દુકાન કહે છે.

૧૨ બજાર—ઘણી દુકાનો સાથે હોય અને જ્યાં જુદી જુદી જાતનો સામાન વેચાતો હોય તેને બજાર કહે છે.

૧૩ કિલ્લો—શહેરના બચાવ માટે તોપખાનું રાખવા તથા લશ્કરી માણસોને લડાઇ કરવા ઊંચા મજબુત બાંધેલા ગઢને કિલ્લો કહે છે.

૧૪ મેદાન—એક સરખી સપાટ જમીનના મોટા ભાગને મેદાન કહેછે

૧૫ ઝાડી (જંગલ)—જ્યાં ઘણાં ઝાડો સાથે ઊગેલાં હોય તેને ઝાડી કહે છે.

૧૬ ખેતર—જે જમીનમાં અનાજ તથા કપાસ તથા તેલ વગેરેના પદાર્થ પાકે છે. તે જગ્યાને ખેતર કહે છે.

૧૭ બાગ—સારાં સારાં સુગંધીદાર ફુલોનાં ઝાડો તથા ઘણી જાતનાં સોભાયમાન ઝાડો વાળી હવા ખાવાની જગ્યાને બાગ કહે છે.

૧૮ વાડી—જે જમીનમાં બારે માસ જુદી જુદી જાતનાં લીલોતરી શાકો, તથા ફળના ઝાડો વાળી જગ્યાને વાડી કહે છે.

૧૯ ટાવર—પથ્થરની તથા ઈંટની ઘણી ઊંચી બાંધણી કરી તેમાં કંદાચ ઘડીયાળ પણ ગોઠવેલી હોય કે જેનો અવાજ આખા શહેરમાં સંભળાય એવા મકાનને ટાવર કહે છે.

૨૦ **હોસ્પિટાલ**—લોકોને મફત દવા આપવાના ઠેકાણાને હોસ્પિતાલ કહે છે.

૨૧ **લાયબ્રેરી (પુસ્તકશાળા)**-લોકો સારાં સારાં પુસ્તકો વાંચી જ્ઞાનમાં વધારો કરી શકે તેવાં ઘણાં પુસ્તકો વાળી જગ્યાને લાયબ્રેરી કહે છે.

૨૨ **જેલ**-જે માણુસો ચોરી, મારામારી, ખુન, લુચ્ચાઈ, અને તોફાનો કરે છે ને પછી તેને સજા થાય તેને કેદી કહેછે, અને એવા કેદીઓને કબજ રાખવાની જગ્યાને જેલ કહે છે.

૨૩ **ફુરજો**-વહાણો અને આગબોટોથી માલ આવજાવ થાય તે ઊપર સરકારી જકાત લેવાનું ઠેકાણું.

૨૪ **મ્યુનીસીપાલીટી**-શહેર સુધારા માટે કીધેલા ખાતાને મ્યુનીશીપાલીટી કહે છે.

૨૫ કોરટ-(ન્યાયમંદીર) મોટા મોટા ન્યાયાધિશોની કચેરીને કોરટ કહે છે.

૨૬ ગેટ (ચોકી)—શહેરના બંદોબસ્ત માટે થોડે થોડે છેટે સિપાઈના પહેરા મુકેલા હોય તે તથા તે લોકોને રહેવાના મુકામને ગેટ કહે છે.

૨૭ **મીલ**--વરાળ યંત્રના સાંચાથી કાપડ વગેરે જથાબંધ માલ તયાર થવાના ઠેકાણાને મીલ કહે છે.

૮ **મંદીર**- હિંદુ લોકોના દેવળોની જગ્યાને મંદીર કહે છે.

૨૯ **ધર્મશાળા**—પરદેશી માણુસો સાધુ તથા ઘરબાર વગરના ગરીબ માણુસોને મફત રહેવાની જગ્યાને ધર્મશાળા કહે છે,

૩૦ **પાંજરાપોળ**--પશુઓ ને માટે ધર્માદા ખોરાક આપવાની તથા રાખવાની જગ્યાને પાંજરાપોળ કહે છે.

૩૧ પોસ્ટ ઓફીસ-દેશ પરદેશના કાગળો, બેંગી' તાર તથા રૂ-
પીઆ પહોંચાડવાનું કામ કરનારી ઓફીસને પોસ્ટ ઓ
ફીસ કહે છે.

૩૨ સ્મશાન-હિંદુ લોકોના મુંડદાં બાળવાની તથાં દાટવાની જ
ગ્યાને સ્મશાન કહે છે

૩૩ દખમુ-પારસી લોકોના મુડદાંને મુકવાની જગ્યાને દખમુ કહેછે

૩૪ કબર-મુસલમાન લોકોના મુડદાંને દાટી તેની ઉપર ઇંટથી ચ
ણી લીધેલી દરગાહને કબર કહે છે.

૩૫ મસીદ-મુસલમાન લોકોને બંદગી કરવાની જગ્યાને મસીદ
કહે છે.

૩૬ આતસ બહેરામ-પારસી લોકોના આતસને રાખવાની જગ્યાને
આતસ બહેરામ કહે છે

૩૭ અપાસરા-શ્રાવક લોકોના મહારાજોને રહેવાની જગ્યાને અપા
સરા કહે છે.

૩૮ ગામડું-જ્યાં નાનાં ઝુંપડાં જેવા ઘર હોય તેનેગામડું કહે છે.

૩૯ ગામ-ગામડાં કરતાં વધારે ઘરો હોય તેને ગામ કહે છે.

૪૦ કસબો-ગામ કરતાં વધારે ઘરો તથા વસ્તી પણ ઘણી હોય
તેને કસબો કહે છે.

૪૧ તાલુકો (મહાલ પ્રગણું)-ઘણાં ગામો મળીને બંધાયલા જ
ગાને તાલુકો કહે છે.

૪૨ જીલ્લો-ઘણાં તાલુકા મળીને થએલા જગાને જીલ્લો કહે છે.

૪૩ હદ-સીમા-હરકોઇ ઘર, ગામ, કસબો કે શહેરની લંબાઈ
પહોળાઇની મુકરર થયેલી જગ્યાને હદ કહે છે.

૪૪ **નકશો**-કોઇ પણ ઘર ગામ, શહેર કે દેશના ચિત્રેલા આકારને નકશો કહે છે.

૪૫ **સડક અને રેલવે**-પથ્થર કે કાંકરાથી સીધોને સરખો બનાવેલો રસ્તો તે સડક કહેવાય, અને જે રસ્તાપર લોઢાના પાટા નાંખી આગગાડી જવાના બનાવેલા રસ્તા ને રેલવે કહે છે.

૪૬ **આગગાડી**-બળદ કે ઘોડા જોડયા વગર દેવતા અને પાણીથી ચાલતી ગાડીને આગગાડી કહે છે.

૪૭ **સ્ટેશન**-આગગાડીમાં માણસોને બેસવા તથા ઉતરવાને માટે ઠરાવેલા મુકામને સ્ટેશન કહે છે.

૪૮ **ડુંગર**-જમીન ઉપર આવેલા ઉંચા ટેકરાને ડુંગર કહે છે.

૪૯ **પર્વત**-ઘણા ઉંચાને ઘણા ડુંગરો સાથે જોડાયલા હોય તેને પર્વત કહે છે.

૫૦ **નદી**-મોટા પાણીનો રેલો પર્વતમાંથી અગર સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યાઓથી વહીને સમુદ્રને મળે છે તેને નદી કહે છે.

૫૧ **ખાડી**-દરિયાની ભરતીના પાણીથી જે નદીનું મુખ પહોળું થયેલું હોય તેને ખાડી કહે છે.

૫૨ **કાંઠો (કિનારો)**-જેજગ્યાએ નદીનું પાણી વહેતું હોય તેની સામસામેની ઉંચી જમીનને કાંઠો કહે છે.

૫૩ **ઓવારા**--નદીને કાંઠે નહાવા તથા પાણી ભરવાને પગથીઆ વાળા બાંધેલા ઘાટને ઓવારા કહે છે.

૫૪ **ડકકો**-વહાણ કે આગબોટથી નદી કિનારે (બંદરપર) માલ ચઢાવવાને તથા ઉતારવાને લાકડાના બાંધેલા ઘાટને ડકકો કહેછે.

૫૫ **બંદર**--દરિયા કે નદી કાંઠે જે ગામ કે શહેર આવેલું હોય અને ત્યાં વહાણુમાંથી કે આગબોટમાંથી માલ ઉતાર ચઢ થતો હોય તેને બંદર કહે છે.

૫૬ **પુલ**-નદી કે ખાડી ઉપરથી માણસ તથા ગાડીઓને જવા આવવાને લોઢાના કે લાકડાનાં બાંધેલાં રસ્તાને પુલ કહેછે.

૫૭ **બેટ**—ચારે બાજુ ફરતું પાણીને વચમાં ઉંચી કોરી જમીન હોય તેને બેટ કહે છે.

૫૮ **સમુદ્ર (દરિયો)**-ખારા પાણીના મોટા ભાગને દરિયો કહે છે.

૫૯ **નદીનું મુળ અને મુખ**-નદી જે જગ્યાએથી નીકળે છે તે મૂળ કહેવાય છે; અને જ્યાં આગળ સમુદ્રને મળેછે. તેને મુખ કહે છે. નદી મૂળ આગળ ઉંચી અને મુખ આગળ નીચી હોય છે.

૬૦ **તળાવ**-ચારે બાજુ ફરતી જમીનને વચમાં ઘણું પાણી હોય તેને તળાવ કહે છે.

૬૧ **સરોવર**-તળાવ કરતાં મોટા પાણીના ભાગને સરોવર કહે છે.

૬૨ **ભાઠું**-નદી કિનારે રેતીવાળી ઘણી ખુલ્લી (પાણી વગરની) જગ્યાને ભાઠું કહે છે.

## સુરત શહેરની ભુગોળ.

જે સુરત શહેરને હાલ આપણે જોઇએ છીએ તે એક મેદાન હતું, પણ કેટલાક વિદ્વાન લોકો એને સૂર્યપુર કરીને લખતા તે ઉપરથી એમ જણાય છે કે એ જગ્યાએ સૂર્યપુર નગર હશે પણ કદાચ, તે કુદરતી રીતે યા રાજદ્વારી અગર વેપારી બનાવથી ઉજડ થઇ ગયું હશે.

જ્યારે મહમદ શાહબુદીન પાદશાહના સરદાર કુતુબુદીને અણહિલવાડના રાજા ભીમદેવને હરાવ્યો ત્યારે રાંદેર તથા સુરત સુધી આવ્યો હતો. તેથી એમ માલમ પડે છે કે તે વખત સુરત શહેર હોવું જ જોઇએ. એ શહેરનું નામ કોઇ સુરજ નામની કુંચની ઉપરથી પડયું છે, એ શહેર તાપી નદીના કિનારા ઉપર સમુદ્રથી ૧૪ માઇલને છેટે આવ્યું છે એનું ક્ષેત્રફળ આશરે ૨૦૨૭ એકર જેટલું છે એ શહેરમાં ધંધાને અર્થે ઘણા લોકો બહાર દેશાવરેથી આવી રહેલા હતા જેથી વસ્તીનું પ્રમાણ વધારે હતું.

એ શહેર મોટું બંદર હતું પણ જ્યારથી મુંબઇ બંદર થયું અને તાપી નદીમાં પુરાણ થયું ત્યારથી આ બંદરે પરદેશથી વધારે માલ આવતો જતો ન , તો પણ પશ્ચિમ કિનાર થોડો થોડો માલ જળ માર્ગે ઉતર ચઢ થાય છે.

આ શહેરના રસ્તાઓની પહોળાઇ ૩૦થી૫૦ ફુટ સુધીની છે.

## સુરત શહેરની (ચતુરસીમા.)



ઉત્તરે—વેડ, ગોતાલાવાડી, તથા કતારગામની જમીન.

પુર્વે--રેલ્વે સડક તથા ફુલપાડા, પુણા, કુંભારીઆ તથા સરાનો સીમાડો.

દક્ષિણે--ઉધના, મજુરા તથા અઠવાનો સીમાડો.

પશ્ચિમે—તાપી નદી.

# સુરત શહેરને બે કોટ છે એક નાનો અને બીજો મોટો.

**મોટા કોટનાં દરવાજાનાં નામો, દિશા તથા ઓળખાણ.**

નંબર દરવાજા નામ. દિશા દરવાજાના નામોની થોડી ઓળખાણ

૧ **ફાટકનો દરવાજો**-વાવ્યે રેલના પાણી એ રસ્તેથી શહેરમાં દાખલ થતાં હતાં તેથી.

૨ **વરીઆવીનો** ,, ઉત્તરે-વરીઆવ ગામે જવાય છે તેથી.

૩ **કતારગામનો** ,, ઉત્તરે-કતારગામ ગામે જવાય છે તેથી.

૪ **લાલ** ,, ઈશાને-એ દરવાજા બહાર લાલદાસ નામે " મહારાજ રહેતા હતા તેથી.

૫ **દિલ્હી** ,, પુર્વે-દિલ્હી શહેરના બાદશાહનો ફરમાન એ દરવાજેથી જતો તેથી.

૬ **સહરાનો** ,, પુર્વે-એ દરવાજા બહાર પહેલાં ધર્મશાળા હતી તેથી.

૭ **સલાબતનો** ,, પુર્વે-સલાબતપરા ઉપરથી.

૮ **માનનો** ,, અગ્નિ-એ દરવાજા આગળની ખુલ્લી જગામાં અધિકારી વર્ગોને માન આપવામાં આવતું તેથી.

૯ **નવસારી** ,, દક્ષિણે-એ દરવાજેથી નવસારી જવાય છે. તેથી.

૧૦ **હનુમાનનો** ,, (જાફરઅલી) દક્ષિણે-રોકડીયા હનુમાન ઉપરથી.

૧૧ **મજુરાનો** ,, દક્ષિણે-મજુરા ગામે જવાય છે તેથી.

૧૨ **અઠવાનો** ,, પશ્ચિમે-અથવા ગામે જવાય છે તેથી.

---

× જ્યાં દિશા જણાવી છે તે દિશાને શહેરની દિશા પ્રમાણે સમજવી

# નાના કોટની * ભાગળો [બારીઓ]નાં નામો.

## તથા દિશાઓ.



| નં૦ | ભાગોળના નામ | દિશા | નાના કોટની અંદરના ભાગોના નામ. |
|---|---|---|---|
| ૧ | વરીઆવી | ઉત્તરે | રાણીતળાવ સીદીવાડ. |
| ૨ | સૈયદપુરી | ઉત્તરે | વાડીફળીયું. મીરજામામાનો ચકલો |
| ૩ | બરાનપુરી | પુર્વે | સંઘાડીયાવાડ. શાહપોળ. |
| ૪ | નવસારી | દક્ષિણે | કાજીનું મેદાન. લુહાર પોળ. |
| ૫ | મજુરા | દક્ષિણે | બંડખાંનો ચકલો, માછલીપીઠ |
| ૬ | મક્કાઇ | પશ્ચિમે | વલંદાવાડ. હેગાપીર |
| ૭ | બાદશાહી | પશ્ચિમે | સોનાફળીયું ભાગાતળાવ |
| ૮ | ડકકા | પશ્ચિમે | નાનીગોલવાડ બાલાજીનો ચકલો. |
| ૯ | રાજાઓવારો | પશ્ચિમે | ચોકબાજાર. અપાસરાનો ચકલો. |
| ૧૦ | કુરજાની | વાવ્યે | હીરાનું મેદાન. અંબાજીનો ચકલો |
| ૧૧ | મીર બહેર | વાવ્યે | નાણાવટ, રહીયા સોનીનો ચકલો |
| ૧૨ | મુલ્લાં ખડકી | વાવ્યે | મુગલીસરા બંડખાંનો ચકલો. |
| | | | સોદાગરવાડ. કહારવાડ. |

નાનો કોટ તુટી ગયો છે, પણ તેની થોડી નીશાની વરીઆવી ભાગળ આગળ છે.

# શહેરમાં આવેલાં પરાંનાં નામો તથા પરાંની ઓળખાણ.

| નંબર. | પરાંઓ. | દિશા. | પરાંના નામોની ઓળખાણ. |
|---|---|---|---|
| ૧ | નાનપરૂ- | નૈરૂત્ય- | સને ૧૭૬૨માં વલંદાએ કોઠી ઘાલી તેથી. |
| ૨ | સગરામપરૂ | દક્ષિણે- | સવરામ વસીનામના દેશાઇ ઉપરથી |
| ૩ | રૂસ્તમપરૂ-- | અગ્નિ- | રૂસ્તમજી માણેકજી દલાલ ઉપરથી. |
| ૪ | સલાબતપરૂ- | પુર્વે- | નવાબ સલાબતખાન ઉપરથી. |
| ૫ | બેગમપરૂ- | પુર્વે | ઔરંગઝેબ બાદશાહના બેન રહેલાં તેની યાદગીરીથી. |
| ૬ | મહીધરપરૂ- | ઇશાને- | અનાવલા દેશાઇ ઉપરથી. |
| ૭ | રૂઘનાથપરૂ- | ઇશાને- | અનાવલા દેશાઇ ઉપરથી. |
| ૮ | રામપરૂ- | ઇશાને- | અનાવલા દેશાઇ ઉપરથી. |
| ૯ | સૈયદપરૂ- | ઉત્તરે- | શેખ સૈયદ ઇદરૂસના રોઝ વડાવાની યાદગીરીથી |
| ૧૦ | હરીપરૂ- | ઇશાને- | અનાવલા દેશાઇ ઉપરથી. |
| ૧૧ | નવાપુરા- | પુર્વે- | આગ લાગી ત્યાર પછી ફરીથી નવું બંધાયુ તેથી. |
| ૧૨ | ગોપીપરા-- | મધ્યમાં-- | ગોપીનાથ નામના બ્રાહ્મણ ઉપરથી. |
| ૧૩ | રેહમતપુરા- | દક્ષિણે. | |
| ૧૪ | હૈદરપુરા- | અગ્નિ- | નવાબ હૈદર કુલીના નામ ઉપરથી. |
| ૧૫ | ઘાસ્તીપુરા- | વાવ્યે- | એજગ્યાએ પહેલાં ઘાસ ભરાતું હતુ તેથી |
| ૧૬ | ઇંદરપુરા- | પશ્ચિમે- | અનાવલા દેશાઇ ઉપરથી. |
| ૧૭ | મનચરપુરા- | પુર્વે- | મંચેરજી નામના પારસી ઉપરથી. |

# શહેરમાં આવેલાં બજારો અને તેની દિશાઓની સમજ.



| નંબર. | બજારો. | દિશા. |
|---|---|---|
| ૧ | નાનપરાનું બજાર— | નૈરૂત્યે ખુણે. |
| ૨ | ચોકબજાર— | પશ્ચિમે. |
| ૩ | વરીઆવી બજાર— | ઉત્તરે. |
| ૪ | લાલ દરવાજાનું બજાર— | ઇશાન ખુણે. |
| ૫ | ગલેમંડીનું બજાર— | પુર્વે. |
| ૬ | ચાંપાનું બજાર— | પુર્વે. |
| ૭ | બરાનપુરી બજાર— | પુર્વે. |
| ૮ | કણપીઠ બજાર— | મધ્યમાં. |
| ૯ | કેળાપીઠ બજાર (ચૌટાનું)— | મધ્યમાં. |
| ૧૦ | નાણાવટનું બજાર— | મધ્યમાં. |
| ૧૧ | ગોપીપરાનું ઝવેરી બજાર— | મધ્યમાં. |
| ૧૨ | નવસારી બજાર— | દક્ષિણે. |



# શાહેરમાં આવેલાં મુખ્ય હિંદુ દેવળો.

| નંબર. | દેવાલયોના નામ. | દિશા. | ઠેકાણું. |
|---|---|---|---|
| ૧ | મોટું મંદિર | ,, | મધ્યમાં કેળાપીઠ (ભાગાતળાવ). |
| ૨ | ગીરધરલાલજીનું | ,, | મધ્યમાં ખપાટીઆ ચકલો. |
| ૩ | લક્ષ્મીનારાયણનું | ,, | મધ્યમાં ખપાટીઆ ચકલો. |
| ૪ | વીઠુલવાડી | ,, | મધ્યમાં નાણાવટ |
| ૫ | બાલાજીનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૬ | કાશીવિશ્વનાથજીનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૭ | વિઠુલનાથજીનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૮ | રામચંદ્રજીનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૯ | રાધાવલ્લભનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૧૦ | સત્યનારાયણનું | ,, | મધ્યમાં બાલાજીના ચકલો. |
| ૧૧ | શ્રીનાથજીનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૧૨ | હાટકેશ્વર શીવાલય | ,, | મધ્યમાં લીમડી કુઇ. |
| ૧૩ | અંબાજી માતાનું | ,, | મધ્યમાં અંબાજીનો ચકલો. |
| ૧૪ | કાળીકા માતાનું | ,, | મધ્યમાં અંબાજીના ચકલો. |
| ૧૫ | ભટજીનું | | મધ્યમાં લીમડી કુઇ. |
| ૧૬ | આચાર્યજીનું | | |
| ૧૭ | મહિસાસુરી માતાનું | | |
| ૧૮ | વિઠુલવાડી | ,, | મધ્યમાં લીમડી કુઇ. |

૧૯ લલ્લુમાહારાજનું ,, મધ્યમાં લીમડી કુઇ.
૨૦ દક્ષણી ભટજીનું ,, મધ્યમાં ગોપીપુરા.
૨૧ ગોવિંદજીનું ,, મધ્યમાં ગોપીપુરા.
૨૨ કોટીલીંગ મહાદેવનું ,, મધ્યમાં ગોપીપુરા.
૨૩ ગોશરાલજીનું ,, મધ્યમાં ગોપીપુરા.
૨૪ માળેશ્વર મહાદેવનું ,, મધ્યમાં ગોપીપુરા.
૨૫ ગોરખાઈમાતાનું ,, મધ્યમાં છીપવાડ
૨૬ માજીનું ,, મધ્યમાં ગોપીપુરા.
૨૭ બાલુચરાજીનું ,, પુર્વે હરીપુરા.
૨૮ તરતીયા હનમાનનું ,, પુર્વે હરીપુરા.
૨૯ શ્રી સત્યનારાયણનું ,, અગ્ની સલાબતપુરા.
૩૦ નિર્મળ મહાસતનું ,, દક્ષિણે કોટસફીલ સંત ફળિયા
૩૧ કબીરજીનું ,, દક્ષિણે સગરામપુરા.
૩૨ કોકડીયાહનુમાનનું ,, દક્ષિણે સગરામપુરા.
૩૩ પાતાળીહનુમાનનું ,, પશ્ચિમે મુગલાં સરાઇ.
૩૪ સ્વામીનારાયણનું ,, ઉત્તરે રામપુરા.

# શહેરમાં આવેલાં જૈન, પારસી, મુસલમાન, તથા અંગ્રેજ લોકોનાં દેવળો.

---

| નંબર. | દેવળનાં નામ. | દિશા | ઠેકાણું. |
|---|---|---|---|
| | **જૈનના દેવળો.** | | |
| ૧ | મહાવીરસ્વામી | મધ્યમાં | ગોપીપુરા. |
| ૨ | આદેશર ભગવાન | મધ્યમાં | ગોપીપુરા. |
| | **પારસીના દેવળો.** | | |
| ૧ | સાહેનશાહી આતસ બહેરામ | ઉત્તરે | સૈયદપુરી ભાગળ. |
| ૨ | કદમીનું આતસ બહેરામ | ઉત્તરે | નાદગોળ. |
| | **મુસલમાન દરગાહો** | | |
| ૧ | ખાજે દિવાન સાહેબનો મીનારો તથા દરગાહ | પશ્ચિમે | ખાજીનું મેદાન. |
| ૨ | નવ સૈયદની દરગાહ | દક્ષિણે | ગોપીતળાવ. |
| ૩ | સૈયદ ઈદરૂસની કબર મીનારો | વાવ્ય ખૂણે | સૈયદપુરા. |
| ૪ | મીરજા સામીની કબર તથા મસજીદ | પશ્ચિમે | મીરજા સ્વામીના ચકલામાં |
| | **અંગ્રેજ લોકોના દેવળો.** | | |
| ૧ | અંગ્રેજ દેવળ | પશ્ચિમે | તાપી નદી ઉપર. |
| ૨ | રોમનકેથોલીક | નૈરુત્ય- | નાનપુરામાં. |
| ૩ | મીશન દેવળ | વાવ્યમાં | પાતાલી હનુમાન આગળ. |

# શહેરમાં આવેલા પ્રસીદ્ધ સ્થળો.

| નંબર. | નામ. | દિશા. | ઠેકાણું. |
|---|---|---|---|
| ૧ | રેલવે સ્ટેશન | પુર્વે | દિલ્લી દરવાજા બહાર. |
| ૨ | ગુલામબાબા મીલ | પુર્વે | લાલ દરવાજા બહાર. |
| ૩ | પેપરમીલ | પુર્વે | બેગમપુરામાં. |
| ૪ | જાફરઅલ્લી | પુર્વે | બેગમપુરામાં. |
| ૫ | નવબનો મહેલ | પુર્વે | બેગમપુરામાં. |
| ૬ | વહોરવાડ | પુર્વે | નવાપુરામાં. |
| ૭ | ક્લોકટાવર | પુર્વે | નવાપુરા પાસે. |
| ૮ | નવદરગાહ | દક્ષિણે | સંઘાડીઆવાડની સામે. |
| ૯ | ગોપીતળાવ | દક્ષિણે | નવશારી બાગોળ પાસે. |
| ૧૦ | લાઇન | નૈરૂત્ય ખુણે | અઠવાના દરવાજા બહાર. |
| ૧૧ | કોરટ | નૈરૂત્ય ખુણે | નાવડી બંદરે. |
| ૧૨ | જેલ | નૈરૂત્ય ખુણે | નાનપરામાં |
| ૧૩ | મોટી પોસ્ટ ઑફીસ | નૈરૂત્ય ખુણે | નાનપરામાં |
| ૧૪ | અંગ્રેજ લોકોની કોઠી | નૈરૂત્યે | નાનપરામાં. |
| ૧૫ | મોટી હોસ્પિતાલ | પશ્ચિમે | કિલ્લા પાસે. |
| ૧૬ | કિલ્લો | પશ્ચિમે | તાપી નદીના કીનરપર. |
| ૧૭ | ડકકો | પશ્ચિમે | તાપી નદીના કીનારાપર. |
| ૧૮ | વિકટોરીઆ બાગ | પશ્ચિમે | તાપી નદીના કીનારાપર. |
| ૧૯ | અંગ્રેજી હાઇસ્કુલ | પશ્ચિમે | કિલ્લા સામે. |
| ૨૦ | હોપપુલ | પશ્ચિમે | તાપી નદીપર. |
| ૨૧ | લાઇબ્રેરી | પશ્ચિમે | ચોકબાજાર. |
| ૨૨ | હુન્નરશાળા | પશ્ચિમે | સોનીફળીયા આગળ. |

| નંબર. | નામ. | દિશા. | ઠેકાણું. |
|---|---|---|---|
| ૨૩ | મુંબાઇબેંક | પશ્ચિમે | હાઇસ્કુલની પાછળ. |
| ૨૪ | કુરજો | પશ્ચિમે | ચોકમાં. |
| ૨૫ | દરિયામહેલ | પશ્ચિમે | સોદાગરવાડમાં. |
| ૨૬ | મ્યુનિસિપાલીટી | પશ્ચિમે | સોદાગરવાડમાં. |
| ૨૭ | અંગ્રેજ લોકોનું દેવળ | પશ્ચિમે | તાપી નદીના કીનારાપર. |
| ૨૮ | મીશન સ્કુલ | પશ્ચિમે | મુલ્લાં ખડકી. |
| ૨૯ | મીશન દેવળ | વાવ્યે | મુલ્લાં ખડકીમાં. |
| ૩૦ | સૈયદ ઇદરૂસનો મીનારો | ઉતરે | સૈયદપુરામાં. |
| ૩૧ | સ્ત્રી છોકરાંની હોસ્પિતાલ | મધ્યમાં | ભાગાતળાવ. |
| ૩૨ | રાણીતળાવ | મધ્યમા | હરિપુરા પાસે. |
| ૩૩ | ભાગાતળાવ | મધ્યમાં | ગોપીપુરા પાસે. |

## • શહેરની કેટલીક અંગ્રેજી નિશાળો.

| નંબર. | સ્કુલનું નામ. | દિશા. |
|---|---|---|
| ૧ | ગવર્નમેંટ હાઇસ્કુલ | પશ્ચિમે. |
| ૨ | ગવર્નમેંટ બ્રાંચ સ્કુલ | મધ્યમા |
| ૩ | મીશન સ્કુલ | પશ્ચિમે |
| ૪ | યુનીઅન સ્કુલ | મધ્યમાં. |
| ૫ | સાર્વજનીક સ્કુલ | પશ્ચિમે. |
| ૬ | સરની સ્કુલ | ઉત્તરે. |

## એ સિવાય બીજી નિશાળો.

૧ આર્ટ સ્કુલ (હુન્નરશાળા) પશ્ચિમ. સોનીફળીયાને નાકે.

૨ સંસ્કૃત પાઠશાળા મધ્યમાં. લીમડી કુઇ.

૩ જૈન પાઠશાળા મધ્યમાં. કાજીના મેદાન આગળ.

૪ બાળાશ્રમ શાળા ઉતરે. સૈયદપરાની પાસે.

• બીજી સરકારી ગુજરાતી, જૈન, મીશન, સર જમશેદજીની તથા મોહમેદન સ્કુલો છે.

# શહેરમાં સરકારી ગુજરાતી છોકરાની નિશાળો.

| નંબર. ઠેકાણું. | નંબર. ઠેકાણું. | નંબર. ઠેકાણું. |
|---|---|---|
| ૧ ભાગાતળાવ. | ૨ નાનપુરા. | ૩ ઝાંપાબજાર. |
| ૪ બડેખાંને ચકલે. | ૫ વાંકીબોરડી. | ૬ ગોપીપુરા. |
| ૭ હરીપુરા. | ૮ સગરામપુરા. | ૯ સંઘાડીયાવાડ. |
| ૧૦ બેગમપુરા. | ૧૧ સૈયદપુરા. | ૧૨ ગલેમંડી. |
| ૧૩ હેડ૦ સ્કુલ. | ૧૪ ગધેવાન આગળ. | ૧૫ સગરામપુરા. |
| ૧૬ સલાબતપુરા. | ૧૭ ડેગાપીઠ. | ૧૮ રૂઘનાથપુરા. |
| ૧૯ સગરામપુરા. | ૨૦ વાંકીબોરડી. | ૨૧ સીંધીવાડ. |

## કન્યાશાળાઓ.

નંબર. ઠેકાણું.

૧ નાણાવટ.
૨ ગલેમંડી.
૩ વહોરવાડ.
૪ રાણીતળાવ ઉર્દુ (બ્રાંચ)
૫ નિતિબોધ કન્યાશાળા સંઘાડીઆવાડ.
૬ રાયચંદ દીપચંદ કન્યાશાળા નં૦ ૧ તથા નં૦ ૨

આ સિવાય મીશન કન્યાશાળાઓ છે.

## શહેરમાંના કેટલાંક સરકારી ખાતાંઓ.

ખાતાંનું નામ. ખાતાના અધિકારી. શું શું કામો કરે છે.

રેવન્યુ ખાતું કલેક્ટર-જમીનનું મહેસુલ વસુલ કરવાનું તથા ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટનું કામ કરે છે.

પોલીસ ખાતું-પોલીસ સુપ્રીટેન્ડેન્ટ-રૈયતના બંદોબસ્તનું કામ કરે છે.

ન્યાય ખાતું-સેશન્સ જડજ-ઇન્સાફ આપવાનું કામ કરે છે.

હોસ્પીતાલ ખાતું-સિવિલ સરજન-રૈયતની આરોગ્યતાને માટે મફત દવા આપવાનું કામ કરે છે.

કસ્ટમ ખાતું-કસ્ટમ કલેકટર-વહાણો કે આગબોટમાંથી* જે માલ બહારથી આવતો જતો હોય તેની ઉપરની જકાત તથા તપાસ રાખવાનું કામ કરે છે,

મ્યુનિસિપાલ ખાતું-સેક્રેટરી-શહેરનો સુધારો કરવાનું કામ કરે છે.

કેળવણી ખાતું-ડેપ્યુટી-વિદ્યાર્થીઓના જ્ઞાનમાં વધારો કરવાનું કામ કરે છે.

## સુરત શહેરના મોટા મોટા અધિકારીઓ.

| | |
|---|---|
| ૧ કલેકટર | સાહેબ. |
| ૨ સેશન્સ જડજ | ,, |
| ૩ સિવિલ સરજન | ,, |
| ૪ કસ્ટમ કલેકટર | ,, |
| ૫ આસીસ્ટંટ કલેકટર | ,, |
| ૬ ડેપ્યુટી કલેકટર | ,, |
| ૭ પોલીસ સુપ્રીટેન્ડેન્ટ | ,, |
| ૮ સીટી માજીસ્ટ્રેટ | ,, |
| ૯ સેક્રેટરી | ,, |
| ૧૦ મામલતદાર | ,, |
| ૧૧ ડેપ્યુટી-એજ્યુ-ઇન્સપેક્ટર | ,, |
| ૧૨ આસિ. સેક્રેટરી | |
| ૧૩ ફોજદાર | |

* કેળવણી ખાતાના દરેક જીલ્લાના અધિકારીઓ ડેપ્યુટી એજ્યુ-ઇન્સપેક્ટર છે માટે અહીં ડીરેક્ટર સાહેબનું નામ જણાવ્યું નથી.

# સુરત શહેરની આઠ દિશાઓ તરફ આવેલાં ગામો.

ઉત્તરે–કતારગામ, વરીઆવ, વેડ, ડભોલી, સિંગણપોર, દુંકી,
ઇશાને–ફુલપાડા, અશ્વનીકુમાર, ઉતરાણ, વરાછા, નવાગામ, કાપદ્રા, કરંજ.
પૂર્વે–પુના, સણીયાં, કુંભારીયા, મગોબ, પરવટ, વેડછા, ઉમરવાડા.
અગ્નિ–દેલાડવા, ડિંડોલી, સણીયાં, ખરવાશા, વાંઝ, મોહણીટીં બરવા, ખોણંદ, કપલેથા.
દક્ષિણે–ઉધના, પાંડેસરા, ભેસ્તાન, ઉન, ભાણોદ્રા, પારડીકણદે, સચીન, તલંગપોર, જીઆવ, બુડીયા, ખજોદ, આભવા, ભરથાણા, વેસુ, મજુરા, અલથાણ, ભીમરાડ,
નૈરૂત્યે–અઠવા, ઉમરા, ભાટપુર, પીપળોદ, મગદલા, ગવીયર, ડુમસ ભીમપોર.
પશ્ચિમે–અડાજણ, પાલ, ભાઠા.
વાવ્યે–રાંદેર, પીસાદ, જાગીરપુરા.

## શહેર બહારનાં જાત્રાનાં ઠેકાણાં.

| | | |
|---|---|---|
| નાની તથા મોટી બહુચરાજી માતા. | ઉત્તરે | વરીઆવ જતાં રસ્તામાં. |
| કંતારેશ્વર મહાદેવ. | ઉત્તરે | કતારગામમાં. |
| અશ્વનીકુમાર. | ઈશાને | ફુલપાડા ગામ પાસે. |
| ગુપ્તેશ્વર મહાદેવ. | ઈશાને | ફુલપાડા ગામમાં. |
| ડુમાળના હનુમાન. | પુર્વે | સરાના દરવાજા બહાર. |
| ભીડભંજન. | દક્ષિણે | ઉધના ગામ પાસે. |
| રામનાથઘેલા. | નૈરૂત્યે | અઠવાના દરવાજા બહાર ઉમરા ગામમાં. |

ભીમપોરના હનુમાન નૈરૂત્ય ભીમપોર ગામમાં.

## શહેરમાં તથા શહેર બહાર ભરાતા મેળા.

ધીઆનો—નવાપુરામાં તથા હરીપુરામાં.
બળેવનો—કિલ્લા આગળ.
ગોકળ આઠમનો—બરાનપુરી ભાગોળે.
દિવાસાનો—નાનપુરામાં,
શ્રાવણ માસના સોમવારોના—સૈયદપુરા તથા કતારગામના દરવાજા આગળ.
ગણપતિ ચોથ—તાપી કિનારે.
આનંદચૌદશ—ઠુમશ, ભીમપોરમાં.
દશેરાનો—રૂસ્તમપુરામાં.
દિવાળીની લાઇટ—બરાનપુરી ભાગોળેથી ચૌટા બજાર સુધી
છડીનો—ગભેમંદીર.
અંબાજીની વરસગાંઠ—અંબાજીને ચકલે.
પવિત્ર બારસ—મોટામંદીર આગળ.
ચાંદની પડવો—વિકટોરીયા બાગમાં તથા સ્ટેશનપર.
શ્રી વિઠ્ઠલનાથજીનો—નાણાવટમાં.
ઈદ—બેગમપુરાથી કતારગામના દરવાજા સુધી.
મોહરમ—બેગમપુરાથી વરીયાવી દરવાજા સુધી.

કારતગ શુદ ૯
„ „ ૧૫
ચૈતર „ ૧૫
} અશ્વનીકુમાર.

# સુરત શહેરની કેટલીક જાણવા જેવી હકીકતો.

એ શહેર પૈસેટકે આબાદ હતું. લોકો ઘણા સારા મળતાવડા બુદ્ધિમાન તથા સહાસીક ને શોખીન છે.

શહેરની પડતી થવાના કારણો. સંવત ૧૮૭૮ની મોટી રેલ તથા સંવત ૧૮૯૩ની મોટી આગ તથા રેલ અને સંવત ૧૯૪૫ની મોટી આગને લીધે નબળી હાલતમાં આવી ગયું છે.

સને ૧૮૯૮ માં પાણીના નળ આવ્યાથી રૈયતને પાણીનું ઘણું સુખ છે.

શહેરનો કેટલોક ભાગ વસ્તી વગરનો છે.

અંગ્રેજ સરકારે અહીં સને ૧૬૬૨ માં કોઠી ઘાલી હતી.

લાઇન્સમાં શહેરના બંદોબસ્તને માટે સીપાઇઓની ટુકડીઓ રાખી છે.

લોકો ઘણાખરા ભક્તિવાન છે તેમજ દયાળુ પણ છે.

વહોરા લોકોની વસ્તી ઘણી છે અને તેઓમાં ઘણા ખરા પૈસાદાર છે. તથા સફરે જવામાં આગેવાની ધરાવે છે.

પારસીની વસ્તી પણ ઘણી છે. તેમજ મુસલમાનની વસ્તી પણ ઘણી છે.

કિલ્લાના મેદાનમાં દર શનીવારે હાટ ભરાય છે, તેમાં ઘણી ચીજો વેચાતી મળે છે, જેથી લોકોનો સારો ઝમાવ થાય છે

બંબા ખાંતાનો બંદોબસ્ત ઘણોજ સારો છે કારણ કે તારની મદદ છે, તેથી કોઇ ભાગમાં આગ લાગી હોય તો તારને લીધે ઝટ ખબર આપી દેછે તેથી લોકોનું વધારે નુકશાનથતું નથી.

સ્ટેશનથી કિલ્લા સુધીની સડક જોવા લાયક છે તેમજ નવસારી ભાગળથી વરીઆવી ભાગળ સુધીની સડક પણ તેવીજ છે.

સુરત સ્ટેશનની બાંધણી ઘણીજ સારી છે, કહે છે કે વડોદરા રેલ્વેમાં એના જેવું બીજું કોઇપણ સ્ટેશન નથી.

શહેરમાં છાપખાના તથા નાટકશાળાઓ તથા કસરતશાળા તથા લાયબ્રેરીઓ જોવા લાયક છે.

શહેરમાં વિકટોરીયા બાગ, સ્ટેશન આગળનો બાગ તથા મોહમદ બાગ જોવા લાયક છે.

બહાર ગામથી અનાજ, શાક, મેવા, કાપડ તથા પરચુરણ સામાન, વિલાયતી આવ છે ચીનાઇ માલ વગેરે ઘણી જાતનો માલ દેશાવરથી આવે છે.

સુરત શહેરમાં કીનખાબ, ગજી, છત્રી, કસબ, કીનારી હાથી દાંતપર કોતરકામ, સુખડનું કોતરકામ તથા બરફી વખણાય છે.

એ શહેરમાંથી દેશીમિત્ર, ગુજરાત મિત્ર, પ્રજા પોકાર, સુરત અખબાર અને અપક્ષપાત એટલા પેપરો નીકળે છે.

એ શહેરનાં મોટાં છાપખાનાં મિશન, ગુજરાત દર્પણ, દેશી મિત્ર, રાંદેર પ્રેસ, અખબાર, ખોદાબક્ષ, અપક્ષપાત વગેરે છાપખાનાંઓ છે.



# ચોર્યાશી તાલુકાની ભૂગોળ.

સુરત જીલ્લાના આઠ તાલુકા છે. ૧ ઓરપાડ ચોર્યાશી ૩ જલાલપોર ૪ વલસાડ. ૫ ચીખલી. ૬ માંડવી. ૭ બારડોલી. ૮ પારડી.

ચોર્યાસી તાલુકો એ નામ, અસલ એ તાલુકામા ૮૪ ગામ હતાં તે ઉપરથી પડયું છે.

## ચોર્યાશી તાલુકાની સીમા

ઉત્તરે–તાપી નદી. ઓરપાડ તાલુકો.

પુર્વે–ગાયકવાડનો મુલક.

દક્ષિણે–મીંઢોળા નદી.

પશ્ચિમે–અરબી સમુદ્ર ને ઓરપાડ તાલુકો

નદીઓ–તાપી મીંઢોળા અને કાંકરાખાડી. સમુદ્ર અરબી.

તાપી–સાતપુડાના પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

મીંઢોળા–સોનગઢના ડુંગરોમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

રેહવે સ્ટેશન–અમરોલી, સુરત, સચીન, કાંકરાખાડી

મોટાં ગામો-રાંદેર, કતારગામ, ભાઠા, કુંભારીયા, ખરવાસા, ખજોદ, જાંગીરપુરા, તલંગપોર, દેલાડવા, ભેસ્તાન, વાંઝ, વેસુ, સાબરગામ, સીંગણપોર, જાગીરાબાદ. *અમરોલી, *કોસાડ, મોટા વરાછા, *ઉતરાણ, *ભરથાણાં સિવાય બીજા નાના ગામો છે.

## ચોર્યાશી તાલુકાના ૮૪ ગામો, તે સુરત શહેરથી કઈ દિશામાં ને કેટલા મૈલ દુર છે.

| ગામો. | દિશા. | કેટલા મૈલ દુર | ગામો | દિશા | કેટલા મૈલ દુર |
|---|---|---|---|---|---|
| કતારગામ - | ઉત્તરે | ૨ | નવાગામ | પુર્વે | ૩ |
| ડુંકી | ,, | ૨ | ઉમરવાડા | ,, | ૨ |
| સિંગણપોર | ,, | ૩ | કરંજ | ,, | ૨ |
| ડભોલી | ,, | ૩ | કાપદ્રા | ,, | ૪ |
| વેડ | ,, | ૪ | નાના વરાછા | ,, | ૫ |
| ફુલપાડા | ઇશાને | ૩ | સીમાડા | ,, | ૬ |
| ઉતરાણ | ,, | ૪ | સણીયા હેમાદ | ,, | ૬ |
| કોસાડ | ,, | ૬ | મગોબ | ,, | ૩ |
| મોટા વરાછા | ,, | ૬ | કુંભાળ | ,, | ૩ |
| ભરથાણ | ,, | ૬ | પરવટ | ,, | ૩ |
| અમરોલી | ,, | ૪ | કુંભારીઆ | ,, | ૫ |

* એ ગામો નકશામાં ઓરપાડ તાલુકાની હદમાં છે પણ એને ચોર્યાસી તાલુકામાં ગણેલા છે.

| ગામો | દિશા | કેટલા મૈલ દુર | ગામો | દિશા | કેટલા મૈલ દુર |
|---|---|---|---|---|---|
| નેડછા | પુર્વે | ૬ | ભેદવાડ | દક્ષિણે | ૪ |
| આભરગામ | ,, | ૬ | પાંડેસરા | ,, | ૪ |
| આંજણાં | અગ્નિ ખુણે | ૧ | ભેસ્તાન | ,, | ૫ |
| લીંબાયત | ,, | ૩ | બમરોલી | ,, | ૪ |
| ડિંડોલી | ,, | ૫ | વડોદ | ,, | ૫ |
| દેલાડવા | ,, | ૬ | સોનતળાવ | ,, | ૫ |
| ગાંગલા | ,, | ૮ | સોનારી | ,, | ૬ |
| ગાંભાસલા | ,, | ૮ | ભાણોદ્રા | ,, | ૭ |
| મોહણી | ,, | ૯ | પારડી કણદે, | ,, | ૬ |
| ટીંબરવા | ,, | ૧૦ | વાંઝ | ,, | ૧૦ |
| અંબાસાબા | ,, | ૮ | તલંગપોર* | ,, | ૮ |
| સણીયાં કણદે | ,, | ૬ | પાલી | ,, | ૧૦ |
| ખરવાસા | ,, | ૭ | ભુડીયા | ,, | ૯ |
| ઓકલેરા | ,, | ૭ | ગાંભેર | ,, | ૯ |
| પારડી રકોમ | ,, | ૧૨ | આભવા | નૈરૂત્યે | ૧ |
| સાબેગાહ | ,, | ૧૩ | પનાંસ | ,, | ૨ |
| કઠોલી | ,, | ૧૩ | ઉમરા | ,, | ૩ |
| કપલેથા | ,, | ૧૨ | ભાટપુર | ,, | ૨ |
| હસરોલી | ,, | ૧૨ | પીપળોદ | ,, | ૩ |
| ભટોદ્રા | દક્ષિણે | ૧ | રુંઢ | ,, | ૫ |
| મજુરા | ,, | ૧ | મગદલા | ,, | ૫ |
| ગોવાલક | ,, | ૩ | વાંટા | ,, | ૬ |
| દંતોરા | ,, | ૪ | ભઠાર | ,, | ૨ |

* એ ગામોમાં મીઠાના અગર હતા.

| ગામો | દિશા. | કેટલા મૈલ દુર | ગામો | દિશા | કેટલા મૈલ દુર |
|---|---|---|---|---|---|
| અલથાણ | નૈરૃત્યે | ૩ | ભાઠા* | પશ્ચિમે | ૪ |
| ભરથાણા (વેસુ) | ,, | ૩ | પાલણપોર | ,, | ૫ |
| વેસુ | ,, | ૪ | બેટ | ,, | ૪ |
| ભીમરાડ | ,, | ૫ | કિલ્લા બજાર | ,, | ૧ |
| ખજોદ | ,, | ૫ | રાંદેર | વાવ્ય ખુણે | ૨ |
| આભવા | " | ૬ | ઝાંગીરાબાદ | | ૪ |
| અડાજણ | પશ્ચિમે | ૨ | પીસાદ | ,, | ૪ |
| પાલ | ,, | ૪ | ઝાંગીરપુરા | ,, | ૫ |

તાપી નદી ઉપરના ગામો—સુરત, રાંદેર, વરીઆવ વરાછા, ઉતરાણ, અમરોલી, ફુલપાડા, અડવ', ડીમરા, રૂંઢ મગદલા.

મીંઢોળા નદી ઉપરના ગામો—સામળોદ, પારડીકેબ કછોલી, ઉંબેર.

કાંકરાખાડી ઉપરના ગામો—સણીયા, હેમાદ, અલથાણ ભીમરાડ ને બુડીયા ગામના.

ચોર્યાશી તાલુકાની જમીન સરખી છે. પણ કેટલીક ગોરાળુ ને કેટલીક કાળી છે.

નીપજ જુવાર, બાજરી, કઠોળ, કપાસ, તમાકુ ને કેરી.

મુસાફરીની હકીકત—ગામમાં ઘોડે બેસીને, કે આગગાડી થી મુસાફરી કરાય છે.

---

* એ ગામમાં મીઠાના અગર હતા.

આ તાલુકામાં સુરતથી વરાછા, સાબરગામ, સચીન, ખજોદ, બીમપોર, ડુમસ, રાંદેર, બાઠા, વરીઆવ અશ્વનીકુમાર જવાને સડકો બાંધેલી છે.



# જાહેર ખબર

---

હમારા દવાખાનામાં જલંધરની તેમજ નાળકોટની અનુભવેલી દવા આપવામાં આવે છે માટે એકવાર વાપરી ખાત્રી કરવા ભલામણ છે.

કુષ્ટહર તેલ આ તેલ દરાજ, ખરજવું, ચાંદા, ફોલ્લા, ગુમડાં, જખમ, તથા હરકોઇ ચીજથી પડેલા ઘાની રૂઝ લાવવામાં ખાત્રીપૂર્વક છે એકજ દવા ઉપર જણાવેલા તમામ રોગોને મટાડે છે જેની કીંમત શીશી એકના એક આનો છે સારૂ ન થાય તો પૈસા પાછા આપવામાં આવશે.

વૈદ નરભેરામ હરિનારાયણ.

ઠે. હરીપુરા ઘીકાંટાની સામે—સુરત.

આ ભૂગોળ મળવાનું ઠેકાણું.

સોલ એજંટ

કસનદાસ નારણદાસ બુકસેલર

ઠે. નાણાવટ—સુરત.